# મનોહર ગીતાવલી

અને

# જલસાનો કાર્યક્રમ.

તેમજ

## વર્તમાન પત્રોના અભિપ્રાય.

અમદાવાદ સને ૧૯૨૭

પ્રસિદ્ધ કરનાર
પ્રો. જી. જી. પરવે.
સંગીત શાસ્ત્રી.

મુંબાઈ—ગાયન શાસ્ત્ર શાળા.
કાલકાદેવી પ્રીન્સેસ સ્ટ્રીટ.

સને ૧૯૨૭ પ્રત ૧૦૦૦

શ્રી લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસમાં શા. મણીલાલ ઉગરચંદે છાપ્યું.
કાલુપુર ટંકશાળ—અમદાવાદ.

# મનહર ગીતાવલી

અને

# જલસાનો કાર્યક્રમ.

તેમજ

## વર્તમાન પત્રોના અભિપ્રાય.



અમદાવાદ સને ૧૯૨૭

પ્રસિદ્ધ કરનાર

પ્રો. જી. જી. બરવે.

સંગીત શાસ્ત્રી.

મુંબાઇ—ગાયન શાસ્ત્ર શાળા.

કાલકાદેવી પ્રીન્સેસ સ્ટ્રીટ.



સને ૧૯૨૭ પ્રત ૧૦૦૦

શ્રી લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસમાં શા. મણીલાલ ઉગરચંદે છાપ્યું.

કાલુપુર ટંકશાળ—અમદાવાદ.

# (૧) ગુજરાતી.

## મુંબઈ, રવિવાર તા. ૮-૧-૨૨.

### માસ્ટર મનહર બરવેની ગાયનવાદનકલાનો જલસો—

મુંબઈના જાણીતા સુપ્રસિદ્ધ ગાનાચાર્ય અને વાદનકળાપટુ રા. રા. **ગણપતરાવ ગોપાળરાવ બરવેના પુત્ર મનહર કેટલાક દિવસથી મુંબઈની પ્રજાને પોતાની અસાધારણ ગાનશક્તિ અને વાદનકળાનો લાભ આપી રહેલા છે.** ગયે શનીવારે તેમનો એક જલસો જોતાં માસ્ટર **મનહરની અપૂર્વ ગાનપ્રતિભા અને વાદનકળાપટુત્વનો પ્રશંસાપાત્ર અનુભવ થયો છે. નવ વર્ષના વયનો બાળક વિવિધ જાતિનાં વાદ્યો અસાધારણ નિપુણતાથી સમજપૂર્વક બજાવે છે અને વિવિધ રાગરાગણીઓના ભેદથી પણ સુપરિચિત છે. તેમની બહેન નર્મદાકુંવરી પણ ગાયનમાં કુશલ છે.** મી૦ મનહરનો આવા જલસા કરવાનો ઉદ્દેશ ઉન્નત હોઇને બેશક લોકાશ્રયને પાત્ર છે. રા. ગણપતરાવ બરવેનો એક રાષ્ટ્રીય સંગીતાશ્રમ સ્થાપવાના હેતુથી તેઓ આવા જલસાઓમાંથી આવેલું ઉત્પન્ન એવા સત્કાર્યમાં વાપરવા ધારે છે. તેઓ પોતાના પુત્રની નિસર્ગ શક્તિનો પરિચય યુરોપ, અમેરિકાની મોહશીલ પ્રજાને કરાવી, ત્યાંથી સંગીન રકમ હિંદ લાવવા ધારે છે. પરમાત્મા તેમને આ ઉમદા કાર્યમાં સર્વ રીતે સફળતા આપો એવી પ્રાર્થના છે. **મા૦ મનહર નિઃશંક પોતાની અપૂર્વ ગાનશક્તિથી અને અને વાદનનિપુણતાથી ઊંચા આશ્રયને પાત્ર છે.** હિંદના રાજા મહારાજાઓ ધારે તો તેમને અલ્પ સમયમાં એવો ભારે આશ્રય આપી, તેમની પરદેશ ભમવાની માથાકુટને ઉગારી શકે એમ છે, અને જો તેમ થાય તો મા૦ મનહરને પોતાની બીજી વિદ્યાશક્તિઓને ઉત્તમ રીતે વિકસાવવાનો ઉચિત અને આવશ્યક અવકાશ મળે, કે જેમ થાય તો તે હિન્દને અસાધારણ લાભકર થઈ શકે. અંતમાં પ્રસન્નતાપૂર્વક ધનપતિઓ અને રાજપતિઓને મા૦ મનહરને ઉમદા આશ્રય આપવા વિનંતિ છે.

# ( ૨ ) હિન્દુસ્તાન.

મુંબઇ, તા. ૧૯-૧૨-૨૧.

**જાણીતા સંગીતશાસ્ત્રી પ્રોફેસર ગણુપતરાવ ગોપાળરાવ બરવેના પુત્ર માસ્તર મનહર** જેની ઉમર માત્ર નવ દશ વરસની છે તેનો સંગીતનો જલસો શનીવાર તા. ૧૮ મીની રાત્રે અત્રેના સર કાવસજી જહાંગીર હોલમાં થયો હતો. જે વખતે આખો હોલ શ્રોતાઓથી ચીકાર થઈ ગયો હતો. માસ્તર મનહર અત્યાર આગમજ દેશના જુદા જુદા સ્થળો જેવાં કે બનારસ, દહેરાદુન વીગેરે ઠેકાણે મોટા મોટા સંગીતશાસ્ત્રીઓના મેળાવડા સનમુખ પોતાના મધુર સંગીત અને વાજીંત્રો કે જેમાંના કેટલાંક તો ખાસ પ્રો૦ બરવેએ પોતે નવીન યોજેલાં છે તે પરનો અદભુત કાબુ જોઈ અનેક ચાંદો, પદવીઓ, માનપત્રો વીગેરે મેળવેલાં છે. જે સઘળાંનો નાના મોટો જુમલો લગભગ સેંકડો સુધી આવે છે. **આ બાળકસંગીતભાસ્કર મા૦ મનહરનો સંગીતનો આ મેળાવડો મુંબઇમાં પ્રથમ વારજ હતો. અને તે ખરેખર મનોહરજ હતો.** અને બહુ ફતેહમંદ નીવડ્યો હતો. **પ્રો૦ બરવેની પુત્રી કું૦ નર્મદાને પણ સંગીતના સારા સંસ્કાર પડ્યા છે.** અને આ કામમાં પોતાના સુરીલા મધુર અવાજથી તેમજ હારમોનિયમના સુરથી તે પણ પોતાના ભાઇને મદદ આપતી હતી. શરૂઆતમાં ઇશ્વિરસ્તુતીનું ગાયન મધુર હલકથી આ ભાઇબ્હેને હારમોનીયમ અને ગણેશ વીણા નામના વાદ્યને મીલાવટમાં રાખી ગાયું હતું. આ પછી વિશ્વાસામાન્ય પ્રાર્થના Universalpray Tune સીતાર, દીલરૂબા, મેંડોલીન, ફીડલ, સંગીત સબમરીન, સુંદરી, બંસી, કાષ્ટતરંગ, જલતરંગ, નલીકાતરંગ, લોહતરંગ, ઘંટાતરંગ, એવાં બાર જુદાં જુદાં વાદ્યોપર વગાડી સંગીત કર્યું હતું. **આમાંનાં કેટલાંક વાદ્યો મુંબઇની પ્રજાને તદ્દન નવાંજ હતાં, અને જ્યારે ત્યારે વચમાં વચમાં દુગન લેવાતી હતી ત્યારે તબલચી સાથે જ્યારે જબરી સરોબરી માસ્તર મનહરને થતી ત્યારે શ્રોતાઓ આફરીન થઇ જતા ને તાળીઓથી વધાવી લેતા.** તબલચી પણ પોતાના હલકા ફુલ જેવા મુલાયમ હાથથી ઠીક મજા આપતો હતો. આ પછી ખમાચ,

અડાના કાનડા, કવાલી, થીએટ્રીકલ ભૂપ વીગેરે જુદી જુદી રાગણી-ઓનાં ગાયનો મધુર હલકથી એઓએ આલાપ ને પલટા સહીત ગાઈ બતાવ્યાં હતાં. **આમાં પણ હારમોનીયમ પરનો એનો અદ્ભૂત કાબુ, તબલચી સાથે ચાલતી સરોબરીની રમુજ વીગેરે વખતોવખત ચાલતાં ત્યારે કમાલ થતી હતી, અને શ્રાતાઓ અજાયબીમાં ડુબી જઈ હરખથી વધાવી લેતા.** સુન્દરી અને સબમરીન જેવાં દેશી અને અંગ્રેજી વાજીંત્રોનો આલાપ કરવામાં જે **ખુબીથી** ઉપયોગ કરવામાં આવ્યો હતો એ પણ બહુ જાણવા જેવો છે. બીહાગનો તીલ્લાનો સુંદર રીતે ગાયો હતો. શંકરાભરણ ઘંટાતરંગ સાથે વગાડયો હતો. પણ જ્યારે સ્વરપરીક્ષા અને રાગપરીક્ષાના પ્રસંગો આવ્યા ત્યારે એ ભાઇની કુશળતા જોઇ આનંદ થતો હતો. સંગીતના ગાયન અને રાગોની સરગમ બનાવવાનું મુશ્કેલ કામ એટલું બધું સરલતાથી આ ભાઇએ કર્યું હતું કે જે જોઈ ચકીત થવાતું હતું. અને જ્યારે **હસવાના અને રડવાના ને એવા જુદા જુદા ભાવોના અવાજને રૂપે સ્વરો કરવામાં આવે છે તેની પણ તરતજ સરગમ બનાવવામાં આવી ત્યારે ઘણી ખુશાલી ને રમુજ વ્યાપી હતી.** જલતરંગ પર પણ ઘણી સફાઇ અને ઝડપથી કામ કરી બતાવે છે. આ રીતે આ ઉંમરે, આ લાયક મા૦ મનહરે પોતે જે પોતાનો અદ્ભુત કાબુ બતાવ્યો તેથી શ્રાતાઓને ઘણો આનંદ થયો હતો **અને મુંબઈની પ્રજાને આ જોવાની મળેલી તક માટે સર્વ જણા ધન્યવાદ આપતા હતા.**

જલસો ખતમ થયા બાદ પ્રો૦ બરવેએ સર્વ શ્રાતાઓએ હાજરી આપી આપેલા ઉત્તેજન માટે સર્વનો આભાર માન્યો હતો, જેનો શ્રાતાઓ તરફથી શ્રીયુત મનહરરામ હરીહરરામે યોગ્ય શબ્દોમાં પ્રત્યુત્તર વાળી સંગીતની ખુબી સંબંધી વીવેચન કરી રા. બરવેએ પોતાના પુત્રને જે શ્રમ લઇ સંગીત કલાનું જ્ઞાન આપવા પ્રયત્ન કર્યો છે તે માટે ધન્યવાદ આપ્યો હતો.

# ( ૩ ) જામે જમશેદ.

### મુંબઇ, સોમવાર તા. ૧૯-૧૨-૨૧.

### બાળ ગવઇયા માસ્તર મનહર બરવેનો સંગીતનો જલસો.

બાળ ગવઇયા માસ્તર મનહર બરવે તરફનો સંગીતનો જલસો ગયા શનીવારે રાતના સર કાવસજી જેહાંગીર હોલમાં થયો હતો. **સંગીતના ઉસતાદ ૧૦ વરસના નાના મનહર બરવેએ ગાયન ઉપરનો પોતાનો અથંગ મોહ પમાડનારો કાબુ દેખાડી આપ્યો હતો.** આ જલસામાં ૧૭ આઇટમોનું રસીલુ પ્રોગ્રામ રજુ કરવામાં આવ્યું હતું, જેમાં બેલોફોન યાને ઘંટાઓ ઉપર થોકા મારી જુદા જુદા રાગ ઉપજાવવા ઉપરનો **આ બુચકલા ઉસતાદનો અથંગ કાબુ જોઇ શરોતાજનોએ તાલીઓથી હોલ ધમધમાવી મેલયો હતો. સંગીતના પ્રોફેસર જી. જી. બરવેએ સ્વરપરીક્ષા કરી હતી અને તેમાં તેવણનો આ નાનો ઉતસાદ બેટો ફતેહમંદ નીવડયો હતો.**

**હારમોનીયમ વાદનવાલી આઇટમમાં આ બાળ ગવઇયાએ ખમાચ રાગણી ગાતાં પોતાની સામે બેઠેલા તબલચીની ઉથલપાથલ અલાપ લઇ મોટી કસોટી કરી હતી, જે જોઇ શરોતાજનોને ભારે ગંમત ઉપજી હતી,** ત્યાર પછી ફીડલ, જલતરંગ, સંગીત સબમરીન ( નાની વાંસલી જેવું વાજીંત્ર ), ટયુબોફોન, તબલા, લોહતરંગ કાષ્ટતરંગ, ઘંટા તરંગ વીગેરે **અનેક વાજીંત્રો ઉપર એક સરખો અદભુત કાબુ બતાવીને સરવેને છક કરી નાંખ્યાં હતાં** અને આ નાનકડા ઉસતાદે શરોતાજનોની વાજબી પ્રશંસા મેળવી હતી. આખો જલસો બહુજ ફતેહમંદ નીવડયો હતો.

---

# ( ૪ ) સાંજ વર્તમાન.

### મુંબઇ, તા. ૨૦-૧૨-૧૯૨૧. મંગળવાર.

### ( ૧ ) માસ્તર મનહર બરવે.

ગયા શનિવારે અત્રેના સર કાવસજી જહાંગીર હૉલમાં જે સંગીતનો **જલસો થયો હતો, તેમાં માસ્તર મનહર બરવે જે એક માત્ર આઠ**

નવ વરસનો છોકરો છે તેણે પોતાની ગાયન કળાની અદ્‌ભુત શકિત-થી સર્વ હાજર રહેલાઓનું અતિશય ધ્યાન ખેંચ્યું હતું. આટલી નાની વયનો છોકરો હોવા છતાં માસ્તર મનહર બરવેએ કાંઇ અજબ ચમત્કાર કરી બતાવ્યો છે. દરેક વાજીંત્ર ઉપરનો તેનો અથાગ કાબુ અને તે વગાડવામાં તેની કુશળતા જોઈ સઘળા છકજ થઈ ગયા હતા. ભારીમાં ભારી વાજીંત્રો તો માસ્તર બરવેને મનશે તો જાણે કુછ બીશાતમાંજ નહીં. ખરેખર વાજીંત્ર કળાની સઘળી શકિત જાણે ખુદાએ માસ્તર બર-વેમાંજ મુકી હોય એમ લાગે છે, સંગીતના શોખીન આલમ માટે માસ્તર બરવેના સંગીત જલસા એક મોટી મોજ સમાન છે.

---

## (૨) માસ્તર મનહર બરવેના સંગીત જલસા.

## માત્ર નવ વરસના છોકરાની ગાયન કળાની અદ્‌ભુત શકતી.

મુંબઈ, તા. ૨૮–૧૨–૨૧.

સર કાવસજી જહાંગીર હૉલમાં અત્યાર સુધીમાં માસ્તર મનહર બરવેના જે જે જલસાઓ થયા છે તે ઘણાજ ફતેહમંદ અને તમા-શબીનોને અજાયબીમાં ગરકાવ કરી નાખનારા પુરવાર થયા છે. એક છોકરો અને તે પણ માત્ર આઠ નવ વરસની વયનો હોવા છતાં આશરે ડઝનથી વધુ વાજીંત્રો ઉપર પોતાનો કાબુ ધરાવી શકે એ કાંઇ નાની સુની વાત નથી. એટલુંજ બસ નથી, પણ તે જેટલો વગાડવામાં કાબેલ છે તેટલો જ તે ગાવામાં પણ ઉસતાદ છે. શું તેની હારમોનીઅમ વગાડવાની ચાલાકી અને શું તેનો ફીડલ ઉપરનો કાબુ! એક આટલી નાની વયના છોકરાનો એક કરતાં વધુ વાજીંત્રો ઉપરનો અથાગ કાબુ તમાશબીનોને અજાયબીમાં ગરકાવ કરી નાખે એમાં કશીએ નવાઈ નથી. બેલોફોન જેવા વાજીંત્ર ઉપર જે ચાલાકીથી માસ્તર મનહર પોતાના નાના સુંદર હાથ ફેરવે છે તે જોનારને ખરેજ ચકીત કરી નાખે છે. ગાવામાં તો તે છેક હદજ કરે છે એમ કહીએ તો કશું ખોટું નથી. કારણ કે તેનો કંઠ ઘણોજ મીઠો અને મધુર છે અને જાણે ગાયન દેવી તેની ઉપર પ્રસન્ન થઇ પડી હોય એમ લાગે છે. દીલરૂબા અને સીતાર જેવાં વાજીંત્રો પણ માસ્તર મનહર ઘણી અચ્છી રીતે વગાડી

શકે છે. એક એક ગાણું પુરૂં થવા પછી જે જોસભેર તાળીઓથી આ નાના ઉસ્તાદને વધાવી લેવામાં આવે છે તેજ તેની ગાયનકળાની અદ્ભુત શકતી પુરવાર કરી આપે છે. પીપોરીમાં જે ગીત તે ગાય છે તે ઘણુંજ ધ્યાન ખેંચે છે; અને તે વગાડવા કરતાં તો જે રીતે તે દમ ઉપર રાખી શકે છે તે ઘણુંજ વખાણને પાત્ર છે.

---

## ( ૫ ) ભારત.

### મુંબઇ, મંગળવાર. તા. ૭-૨-૨૨.

### માસ્ટર મનહર બરવે–

### તેમનો સંગીત પરનો ભારે અદ્ભુત કાબુ.

**માસ્તર મનહર બરવેની સંગીતની અતીશય ભારે કુશળતાની તારીફમાં શું લખવું અને શું બાકી રાખવું એ અમે સમજી શકતા નથી.** મુંબઇના તખતા પર એ ફક્ત નવ વરસના બાલકે તેર વખત દેખાવ દીધો છે અને હર વખતે **તેઓએ અજાયબીથી દંગ કરી નાખનારા અને ભારે આચંબો પમાડનારા સંગીતના ખચીતજ અદ્ભુત પ્રયોગો અને પરાક્રમો કરી દેખાડી કેવલ સંગીત શોખીન આલમને આંજી નાંખી છે!** માસ્ટર મનહર જેવો બાલક સંગીતના સઘલા ઇન્સ્ટ્રુમેંટોપર કાબુ ધરાવે છે. "અસાધારણ" એ શબ્દ એવા કાબુ માટે પુરતો નથી અને તેમાં અમે કહીશું કે તે હીમાલ્યન કાબુ ધરાવે છે તો તેમ કેહેવામાં અમે સેહેજબી અતીશયોકતી કરતા નથી. એ છોકરાના ગયા રવીવારના જલસામાં કાલબાદેવીની એડવર્ડથીએટરમાં ભેગા મળેલા શોખીન તમાશબીનોએ નાના ભુલકાંની આચંબો પમાડનારી સંગીતની શકતી જોઈ આખો વખત "વાહ વાહ" પુકારતા હતા. **માસ્તર મનહર પોતામાં કાંઇ એવું તો સંગીત કળાનું આફ્લાતુન જોડાણ ધરાવે છે કે ભાગ્યેજ કોઇ બીજે જોવામાં આવે.** સંગીતની બાબદમાં એકેએક વાજીંત્રપર સરસમાં સરસ કાબુ ધરાવવો, રાગરાગણીનો ભેદ સમજવો, જુદા જુદા રાગોની પક્કી સમજ ધરાવવી; તે સાથે અતીશય સુરીનું ગળું અને હલક રાખવો એ બધું સામટું એક જનમાં હોય એ પ્રજામાં કોઈ માનવા ના પાડે તો, અમો ભાર મેલીને

કહીશું કે આ બધું તેનામાં ઘણુંજ ચહડતાં પ્રમાણમાં માસ્ટર મનહરમાં અમે જોયું છે.

**નવ વરસના એ છોકરાને તમો વગાડતાં જુઓ તો ભલા તબલચી શરમમાં પડે અને હારમોનીયમ પર તમે જો એના નાજુક આંગળાઓ વીજલીને ઝડપે દોડતાં જુઓ તો તમે હારમોનીયમ વગાડવાનુંબી ભુલી જાઓ,** આવો અદ્‌ભુત—બલકે મોજેની રુપી શકતી ખુદરતી રીતે બક્ષેશ પામેલોજ માણસ ધરાવી શકે અને કાંઇબી શક વગર **માસ્ટર મનહર એક ખુદરતી બક્ષેશ પામેલોજ બાળક** છે, બલકે આગળ વધીને કહીશું કે **તે** સંગીત દેવીનો અવતારજ છે. એની આટલી બધી હદ-બાહરની શક્તાને લીધે તો એને આખાં હિંદુસ્તાનના મોટા મોટા રાજ-વંશીઓ તરફથી સોનાના ચાંદો ઢગલાબંધ મળ્યા છે. **અમો કહીશું કે સોનાનો ચાંદ તે માસ્ટર બર્વેની કુશળતા આગળ કુછ બીશાદમાં નથી, એને તો હીરાજડીત ચાંદાની બક્ષેસ થવી જોઇએ.** માસ્ટર મનહરને જ્યારે બે વરસનો બાલક હતો ત્યારથીજ એને એમના પિતાએ સંગીતમાં નાંખ્યો હતો અને કુદરતી બક્ષેશને લીધે તે આજે આટલો બધો પ્રકાશી રહ્યો છે.

એમના પિતા પોતાના એ બાળ ખજાનાને લઇ તે યુરોપ અને અમેરીકાના પ્રવાસે જનાર છે અને તેમાં તેવણને ફતેહજ મલશે એમ અમો નક્કીપણે માનીએ છીએ.

આવતે રવીવારે મોપલાઓના ફંડ માટે માસ્ટર મનહર કાવસજી જેહાંગીર હોલમાં ખાસ જલસો કરનાર છે, જે વેળાએ તમાશબીન આલમથી હોલ ચીકાર ભરાઈ જાય તેમાં નવાઈ નહીં.

---

# ( ૬ ) મુંબઈ સમાચાર.

**મુંબઇ, તા. ૧૯—૧૨—૨૧. સોમવાર.**

## (૧) માસ્તર મનહર બરવેના સંગીતના જલસા.

**નવ વરસના બાળકનો સંગીત ઉપર અદ્‌ભુત કાબુ.**

તેને એનાયત થયલા સુવરણ પદકો અને સંગીતને લગતી પદવીઓ.

જાણીતા સંગીત શાસ્ત્રી મી૦ જી૦ જી૦ બરવેના પુત્ર માસ્તર **મનહર બરવેએ** ગયા શનિવારે રાતે તથા ગઈ કાલે સાંજે અત્રેના

સર કાવસજી જહાંગીર પબ્લીક હોલમાં શ્રોતાજનોની મોટી હાજરી વચ્ચે સંગીતના જલસા રજુ કરયા હતા, જે ઘણા ફતેહમંદ નીવડયાં હતા. માસ્ટર મનહર બરવે જેની ઉમર ફક્ત નવ કે દસ વરસનીજ છે તેણે શરૂઆતમાં કુમારી નરમદાની સાથે તાન પલટા સાથે ઇશ્વર-સ્તુતી કાફી રાગમાં રજુ કરી હતી, એ પછી તેણે વિશ્વસામાન્ય પ્રાર્થનાની અંગ્રેજી તરજ, સીતાર, દીલરૂબા, મેંડોલીન, ફીડલ, સંગીત સબમરીન, સુંદરી, બંસી, કાષ્ટતરંગ, જલતરંગ, નલિકાતરંગ, લોહતરંગ અને ઘંટાતરંગ એ બાર વાજીંત્રોમાં વગાડી હતી અને એ વાજીંત્રો ઉપરનો પોતાનો કાબુ બતાવી આપ્યો હતો. તે પછી તેણે હારમોની-અમ ઉપર બેસી ખમાચ અડાના, કવાલી, અને નાટકી ચીજો એવી તો સરસ રીતે રજુ કરી હતી કે જેથી શ્રોતાજનોએ તેને તાળીઓથી વધાવી લીધો હતો અને આવીજ રીતે સંગીત સબમરીન, સુન્દરી અને ફીડલમાં પણ જુદા જુદા રાગ રાગણી રજુ કરી તેની ઉપરનો પણ પોતાનો અદભૂત કાબુ દેખાડી આપ્યો હતો અને નાના બાળકને પણ યોગ્ય રીતે કેળવણી આપવામાં આવે તો તે કેવું નિપુણ નીવડે છે તેનો ખ્યાલ હાજર થયલાઓને આપ્યો હતો. આ પછી તેણે પોતે સ્વર તથા રાગ ઓળખવામાં તેમજ તબલાં વગાડવામાં ઘણુ કેવી નિપુણતા મેળવી હતી તે શ્રોતાઓને પ્રત્યક્ષ દેખાડી આપ્યું હતું અને સઘળાઓ તેની **આટલી નાની ઉમરમાં સંગીતના વિષયમાં મેળવેલી નિપુણતા માટે આશ્ચર્યચકીત થઇ ગયા હતા.**

જલસાના પ્રોગ્રામના બીજા ભાગમાં મી૦ જી૦ જી૦ બરવેએ આ સંગીતના જલસામાં હાજરી આપી માસ્તર મનહર બરવેને ઉત્તેજન આપવા માટે સઘળાઓનો આભાર માન્યો હતો તથા માસ્ટર મનહરને હિંદુસ્તાનના સઘળા ભાગોમાં સંગીતના ઉસ્તાદો તેમજ હિંદુ યુનિવર્સિટી, જુદી જુદી કોલેજો વગેરે તરફથી સંગીતની તેની કુશળતા માટે આપ-વામાં આવેલાં સુવર્ણપદકો તથા સંગીતને લગતી પદવીઓના સંબંધમાં વિવેચન કર્યું હતું તથા તેઓ થોડા વખતમાં અમેરીકા ખાતે જઈ ત્યાંના સંગીતના ઉસ્તાદો વચ્ચે પણ માસ્તર મનહર બરવેની સંગીતની નિપુ-ણુતા રજુ કરવાનો ઇરાદો રાખે છે એમ જણાવ્યું હતું.

એ પછી માસ્તર મનહરને તેની સંગીતની નિપુણતા માટે મી૦ મથુરદાસ ગોકળદાસ તરફથી એક સોનાનો ચાંદ એનાયત કરવામાં

આવ્યો હતો તથા મહારાષ્ટ્ર મંડળ તરફથી તેને "સંગીત સમ્રાટ" (સંગીતના મહાન બાદશાહ) ની પદવી આપવામાં આવી હતી.

બાદ જલસાનો કાર્યક્રમ આગળ ચલાવવામાં આવ્યો હતો અને માસ્ટર મનહરે પોતે હારમોનીઅમ ઉપર બેસી ઠુમરી, ગજલ અને ભૈરવી પોતાના કોમળ અને મધુર કંઠથી તાન પલટા સાથે ગાઈ શ્રોતાઓનાં મનરંજન કરી તેમની ભારે પ્રશંસા મેળવી હતી.

---

## (૨) માસ્ટર મનહર બરવેનો સંગીતનો જલસો.

મુંબાઈ, તા. ૨૬-૧૨-૨૧.

### તેને મળેલો એક વધુ સોનાનો ચાંદ.

જાણીતા સંગીતશાસ્ત્રી પ્રોફેસર ગણપતરાવ ગોપાલરાવ બરવેના પુત્ર માસ્ટર મનહર બરવે જેની ઉમર માત્ર નવ કે દશ વરસનીજ છે અને જેને તેની સંગીત વિદ્યાની કુશલતા માટે હિંદુ યુનીવરસીટી, જુદી જુદી કોલેજો અને સંગીતની કોન્ફરન્સો વગેરે તરફથી સોનાના ચાંદો, સંગીતને લગતી પદવીઓ અને પ્રમાણપત્રો મળેલાં છે. તેણે ગઈકાલે સાંજે સર કાવસજી જહાંગીર પબ્લીક હોલમાં સંગીતનો એક વધુ જલસો કર્યો હતો જે વેળા આખો હોલ પ્રેક્ષકોથી ચીકાર ભરાઈ ગયો હતો. તેણે સંગીતના જુદાં જુદાં વાજીંત્રો તેમજ તબલાં વગાડી તેની ઉપરનો પોતાનો અદભૂત કાબુ દેખાડી આપ્યો હતો. તેમજ જુદી જુદી રાગરાગણીઓ ગાઈ સંગીત વિદ્યામાં મેળવેલી પ્રવીણતાનો પ્રત્યક્ષ પુરાવો આપ્યો હતો. જલસાના પ્રોગ્રામના બીજા ભાગમાં પ્રોફેસર ગણપતરાવ બરવેએ હાજર થયલાઓનો આભાર માન્યો હતો અને માસ્ટર મનહરને મળેલા સોનાના ચાંદો અને પ્રમાણપત્રો વીગેરે બાબે વિવેચન કર્યું હતું. સાંતાક્રુઝવાળા મી૦ નરોત્તમદાસ ભાણજી તરફથી એ વખતે માસ્ટર મનહર બરવેને એક વધુ સોનાનો ચાંદ આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું જે માટે પ્રોફેસર ગણપતરાવ બરવેએ તેમનો આભાર માન્યો હતો. બાદ જલસાનો બાકીનો કાર્યક્રમ પુરો કરવામાં આવ્યો. બાદ સઘળાઓ વિસર્જન થયા હતા.

---

# ( ૭ ) પ્રજા મિત્ર.

મુંબઇ, મંગળવાર તા. ૨૦—૧૨—૨૧.

## (૧) બાળ ગવઇયા માસ્ટર બરવેનો સંગીત જલસો.

જુદાં જુદાં વાજીંત્રો ઉપર તેનો ઉમદા કાબુ.

**માસ્ટર મનહર જી. બરવે જે માત્ર નવ વરસનો એક બાળ ગવઇયો છે અને જેનામાં કુદરતી સંગીતની બક્ષીસ હોય એમ તેના જલસા પરથી સાફ માલમ પડી આવે છે.** તેણે પોતા તરફનો એક સંગીતનો જલસો ગયા શનીવારે રાત્રે સર કાવસજી જેહાંગીર હોલમાં રાત્રે ૯ વાગે કર્યો હતો.

માસ્ટર બરવે હિંદુસ્તાનના જાણીતા શહેરોમાં ફરી રાજા મહારાજાઓના મન ઉપર ઉમદા છાપ પાડી અનેક સોનાના ચાંદો મેળવવા ભાગ્યશાળી થયો છે. જેમાંના ખુદ ઑલ ઇંડીયા મ્યુઝીક કોન્ફરન્સ તરફના બે ચાંદો છે. આ ઉપરાંત તેને સંગીતની અનેક પદવીઓ આપવામાં આવી છે. અને ગયા શનીવારની રાત્રે થયલા તેના જલસાથી ખુસ થઇને જાણીતા મીલ માલેક મી૦ મથુરાંદાસ ગોકલદાસે તેને એક સોનાનો ચાંદ અર્પણ કરવાનું જાહેર કર્યું હતું. માસ્ટર બરવેનો ગાયનો ઉપર અને વાજીંત્રો ઉપરજ કાબુ છે, એટલુંજ નહી પણ તે ઝટ સ્વરો પારખી શકે છે. આ ઉપરાંત **તેને સંગીતને લગતા પુછવામાં આવતા સવાલો; તાન અને તાલોની માહેતી, રાગો ઉપરનો કાબુ, એ સઘળું ઝટ વારમાં પારખી અને કહી શકે છે.** આ ઉપરાંત કુદરતી બક્ષેસને લીધે તે ગવઇયાઓ કેટલીક વેળા સંગીતમાં તાનો જ્યારે લેછે ત્યારે તેઓ ભુલમાં કેટલીક વેળા જે સ્વરો મારે છે તે પણ ઝટ પારખી તેમની ભુલ પકડી શકે છે. આ ઉપરાંત **કોઇ પણ રાગમાં ગવાતાં ગાયનની "સ. રે. ગ. મ." તે ઝટ બનાવી આપે છે** એવો મજબુત કાબુ તે ધરાવે છે. માસ્ટર બરવેએ દેખાડેલો ઉમદા કાબુ ત્યાં હાજર રહેલાઓએ જોઇને એકે અવાજે તેનાં વખાણ કર્યાં હતાં.

આ નાનકડો બાળક થોડુંકમાં યુરોપ અને **અમેરીકાના પ્રવાસે જનાર છે. જ્યાં હિંદી વાજીંત્રો ઉપર તે પોતાનો અદભુત કાબુ દેખાડી**

ત્યાંના ઉસ્તાદોને "હારમની અને મેલેડી" નાં તકરારી સવાલો માટે ચેલેંજ કરી હિંદી સંગીતમાં "હારમની" આવી શકે છે એમ તે સાબેત કરી આપનાર છે. આ કામમાં જાણીતા શહેરી સર કાવશજી જહાંગીરે તેને મદદ આપવા કબુલ્યું છે.

---

**(૨) બાળગવઈયા માસ્તર બરવેનો એક વધુ કોન્સર્ટ. વાજીંત્રો ઉપર તેણે દેખાડેલો પોતાનો કાબુ. તા. ૨૮-૧૨-૨૧.**

બાળ ગવઈયા માસ્તર મનહર બરવે જે પોતાની માત્ર નવ વરસની ઉમરમાં પોતે મેળવેલા જુદા જુદા વાજીંત્રો ઉપરની તારીફ લાયક કાબુને લીધે આજે સઘળાનું ધ્યાન ખેંચી રહ્યા છે. તેને મુંબઈમાં કરવા ધારેલા પોતાના કોન્સર્ટોમાંનો એક વધુ કોન્સર્ટ ગયા શનીવારના રાત્રે સર કાવશજી જેહાંગીર હોલમાં કીધો હતો જે વેળા આગલા કોન્સર્ટો માફક તમાસબીનોથી આખો હૉલ ભરાઇ ગયો હતો.

**આ નાનકડા બાળ ગવઈયાને સમજવાને સંગીતની શોખીન આલમ તો શું પણ ખુદ સંગીતના ઉસ્તાદો પણ હાજર થાય છે એજ એની લાયકાતનો મજબુત પુરાવો છે.** જુદા જુદા વાજીંત્રો ઉપર પોતાનો કાબુ ધરાવવા ઉપરાંત તે પોતાના ગળા ઉપર પણ સારો કાબુ ધરાવે છે. આ ઉપરાંત તેને સંગીતના શાસ્ત્રનું પણ બહુજ અચ્છું જ્ઞાન છે. તે બાળ ગવઇયો ઝટવારમાં રાગો પારખી શકી કયાં કયાં ભુલો થઈ છે, કયા સુરો ખોટા લીધા છે, કાચી તાનો લેતી વેળા ભુલો કયાં થાય છે. તે સારી રીતે બતાવી આપે છે. ઝટવારમાં ગાયનોની સરગમ બોલી જાય છે. અને ગાયનો ચાલતી વેળા તબલાના ઠોકા તબલચી ખોટા મારે છે તો તે ચપ દેતો પકડી પાડે છે.

**વાજીંત્રો ઉપર તેનો કાબુ કંઈક અજબ પ્રકારનો કાબુ છે અને તે જલતરંગથી તે સીતાર જેવા મુશ્કેલ વાજીંત્રો ઉપર સહેલાઇથી પોતે રમી શકે છે.** આ નાનકડા બાળકની છાતી કેટલી મજબુત હોવી જોઇએ તે જ્યારે તે વાંસળી, કે સબમરીન યા સુંદરી વજાડી જુદા જુદા રાગોમાં ગાયનો જ્યારે ગાય છે તે ઉપરથી માલમ પડે છે. **વાયોલીન ઉપર તે જેટલી સહેલથી રમે છે તેટલીજ સહેલાઈથી તે મેંડોલીન ઉપર પણ રમી શકે છે.**

હારમોનીયમ ઉપર આ બાળક જ્યારે જુદી જુદી નોટેશન વગાડે છે ત્યારે તબલચીને તે કેટલી હાપ ખવાડે છે તેનો ખ્યાલ નજરે નજર જોનાર યા સમજનારનેજ મળી શકે છે.

આ બાળ ગવઇયાના પોતાના આવા સુન્દર હુન્નરના કાબુને લીધે તેને જુદા જુદા મંડળો તરફથી જુદી જુદી પદવીઓ તેમજ સોનાના ચાંદો એનાયત કરવામાં આવ્યા છે. જે સઘળાને તે લાયક છે એમ તેના કોન્સર્ટોમાં હાજરી આપવાથી સારૂં માલમ પડી આવે છે.

માસ્ટર મનહર બરવે વિષે એવું કહેવામાં આવે છે કે તેણે પોતાની સંગીતની કેળવણી ત્રણ વરસની નાનકડી ઉમરથી શરૂ કરી હતી. અને ચાર વર્ષની ટુંક મુદતમાં યાને સાત વર્ષનીજ ઉમરમાં તે સંપાદન કરી જુદા જુરા મુલકોમાં ફરી પોતાનો હુન્નર દેખાડયો હતો અને હાલમાં મુંબઈમાં પોતાના હુન્નરનો લાભ આપવા થોડોક વખત રહેનાર છે.

---

## ( ૮ ) ઈન્સાફ.

### મુંબઇ, શુક્રવાર તા. ૧૦-૩-૨૨.

### સંગીત એ પણ માણસનો ખોરાક છે.

**દસ વરસના બાળકે આજે મુંબઈ નગરીને અજાયબીમાં ગરકાવ કરી નાંખી છે.** આજ એક મહિના થયાં એપોલો બંદર સામેના સર કાવસજી જહાંગીર હોલમાં દર રવીવારે ગાયન અને સંગીતના જલસા થાય છે. દુનિઆમાં હસ્તી ધરાવતાં દરેક વાજીંત્ર જેવાં કે હારમોનીયમ, સિતાર, દિલરૂબા, ફિડલ, મેન્ડોલીન, બંસી, જલતરંગ, કાષ્ઠ તરંગ, ઘંટાતરંગ, સીટી, સુન્દરી, તબલા, સંગીન સબમરીન, વગેરે વગેરે.

આ દશ વરસની વયનો નાજુક છોકરો **તમામ પ્રકારનાં વાજીંત્રો વગાડવાની એવડી હિંમત ધરાવે છે કે સારા સારા નામીચા ઉસ્તાદોની ઉસ્તાદી આ ઠેકાણે ચક્કર ખાય છે.**

બાળકની ઉમર કેટલી? અને સંગીત અને વાજીંત્ર ઉપર કાબુ કેટલો તેજ માણસને અજાયબી પમાડે છે. **ખરેખર માસ્ટર મનહર બરવેને ખુદાઇ બક્ષીસ વીના બીજું કાંઇ પણ નથી. દરેક**

**[illegible] પોતાના મુખે આફ્રિનના શબ્દો ઉચ્ચાર્યા વગર રહી શકતો નથી.**

જો તમે આ માસ્ટર મનહર બરવેનો જલસો નહિ જોયો હોય તો જરૂર એક વાર તો જોવા ચુકશો નહિજ.

---

# (૯) પારસી સંસાર.

## કરાંચી, તા. ૩૧-૫-૧૯ શનીવાર.

### સંગીતના અદ્દભુત જલસા.

---

**કરાંચીની પ્રજાને એક અમુલ્ય તક.**

કરાચીની પ્રજાને એક અદ્દભુત બનાવ નજરોનજર જોવાની હાલ તક મળી છે. અત્રે માસ્તર મનહર બરવે નામનો સાત વર્ષની વયનો એક બાળક ગવૈયો આવેલો છે જે ગાયન, હારમોનીયમ, સિતાર, દિલરૂબા, ફિડલ, મેન્ડોલીન, તબલાં, બંસી, જલતરંગ, સ્વર પરીક્ષા, રાગ પરીક્ષા, વગેરેના અદ્દભુત કામો કરી બતાવવા માટે જાણીતો છે. આ બાળકનો ગાયન, વાદન, સ્વર, તાલ અને રાગ ઉપર અદ્દભુત કાબુ જણાય છે અને હિંદના જુદા જુદા ભાગમાં થયેલા જલસા વેળા આ માસ્તર બરવેને સાંભળવાની તથા જોવાની લોકોએ એટલી બધી તુટા તુટ પાડી હતી, કે કરાચીમાં પણ આ બાળક ગવૈયો સારૂં ધ્યાન ખેંચશે એમ માનવાને કારણ રહે છે. આ બાળક ગવૈયાએ ગઈ કાલે અમારી ઓફીસમાં મુલાકાત આપી હતી અને તેનું **નાજુક બદન અને બહુ-કલો દેખાવ જોતાં તે જે અદ્દભુત કામો કરી બતાવે છે તે ઉપરથી ઈશ્વરની કરામત માટે આપણને ખચ્ચીત અજાયબી લાગે છે. આવતા શનિવાર અને રવિવારે ( ફક્ત બેજ દીવસ ) થીઓસોફીકલ સોસાયટીના હોલમાં રાત્રે ૮॥ કલાકે કરાચીવાસીઓને આ બાળ ગવૈયાને નીહાળવાની અને સાંભળવાની તક મળશે અને તેની વિખ્યાતી તરફ જોતાં જલસાની ટીકીટો ઉપર [illegible] દરોડો પડશે બનવાજોગ હોવાથી તાકીદે સીટ રીઝર્વ કરવાની [illegible] [illegible] ટીકીટ પારસી [illegible]**

વાળા મકાનમાંની સંગીતશાળામાંથી મળશે. આજના અંકના પીકચરવાલા પેજમાં પ્રગટ થયલી જાહેર ખબર ઉપરથી એ સંબંધી વધુ વીગત મળી શકશે,

---

# ( ૧૦ ) હિતેચ્છુ.

### કરાંચી, તા. ૭-૯-૧૯૧૯.

## એક કળાવિધાનીની કદરદાની

---

### માસ્ટર મનહર બરવેને સુવર્ણ ચંદ્રકની ભેટ

---

### ઓન. મી. હરચંદરાયના પ્રમુખપણા નીચે થએલો મેલાવડો.

માસ્ટર મનહર બરવે જેની સંગીત વિદ્યા અને કળાની અદ્દભુત શક્તિઓ વિષે હિતેચ્છુમાં અગાઉ કેટલુંક વિવેચન આવી ગયું છે તે અલૌકીક પ્રતીભાશાળી બાળ ભાસ્કરની ચમત્કારીક શક્તિઓ છેલ્લા કેટલાક માસમાં કરાંચીમાં બહોળા નગરજનોને પ્રત્યક્ષ થવાથી પ્રસન્ન થએલી કરાંચીની પ્રજા તરફથી માસ્તર મનહર બરવેને એક સુવર્ણ ચંદ્રક તથા પર્સ, તથા માસ્ટર મનાહરની બ્હેન નીર્મળા ( જે મનહર કરતાં ૨–૩ વરસ મોટી છે જેને પણ સગ પરીક્ષાની અલૌકીક કુદરતી બક્ષીસો મળેલ છે ) તેને સ્વર પરીક્ષા માટે એક લોકેટવાળી સુવર્ણ સાંકળી અર્પણ કરવાનો મેળાવડો ગયા શનીવારે થીઓસોફીકલ સોસાયટીના હોલમાં ઓન૦ મી. હરચંદરાયના પ્રમુખપણા નીચે થયો હતો. આ મેળાવડા માટે કરાંચીની તમામ કોમોના અગ્રગણ્ય ગ્રહસ્થો તથા અન્ય સજ્જનોના એક મોટા સમુદાયને શેઠ ગુલામઅલી ચાગલા, મી. જમશેદ એન. આર. મહેતા, શેઠ લોકામલ ચેલારામ, શેઠ શીવરતન ગોરધનદાસ મોટા, શેઠ વિશ્રામ નરસી, મી. હીરદારામ મેવારામ, શેઠ ફીદાહુસેન એમ. કવેટાવાળા, પ્રોફેસર એચ. એલ. લાગુ, તથા મી. હાસાસીંગ ટહેલસીંગ વિગેરે ગ્રહસ્થોની સહીઓવાળા આમંત્રણથી નોતરવામાં આવ્યા હતા. શરૂઆતમાં માસ્તર મનહર જેની ઉમર ૭–૮ વરસની છે તેને ઓન. મી૦ હરચંદરાયના ખોળામાં બેસાડીને તેની પાસે મીસ નીર્મળા સાથે કરાંચીના કેટલાક અગ્રગણ્ય ગ્રહસ્થો અને પ્રોફેસર બરવેનો ફોટો લેવાયો

હતો. તે પછી મેળાવડાનું કામ શરૂ થયું હતું, જે વખતે મનહરે તેની શક્તિઓનું સ્વલ્પ દર્શન સભાજનોને થવા પુરતું ગાયન વાદનનું કામ હારમોનીયમ, સીતાર, દીલરૂબા, મેન્ડોલીન, બંસી, જલતરંગ તથા તબલાઓ ઉપર કરી બતાવી સભાજનોને તેની કદરનાશીની યથાર્થતાનું ભાન કરાવ્યું હતું. બાળક મનોહરની આવી શક્તિઓની કદર તરીકે કરાંચીની પ્રજા તરફથી અર્પણ કરવાનો સુવર્ણ ચંદ્રક એક ભેટની રકમની પર્સ સાથે ઓન. મી. હરચંદરાયે તેને અર્પણ કર્યો હતો. તેની સાંથે તેની બ્હેન નીર્મળાને પણ સ્વર પરીક્ષાની કદર તરીકે યોગ્ય અક્ષરો કોતરેલા લોકેટવાળી સાંકળી તેણીને અર્પણ કરી હતી. તે અર્પણ કરતાં ઓન. મી. હરચંદરાયે આ બંને બાળકોની શક્તિઓ કેટલી અદ્દભુત છે તે પર રસીક વિવેચન સંગીતના જ્ઞાતાની દ્રષ્ટિથી કર્યું હતું અને એ બક્ષીસો તેમનાથાં માતા પીતાની શક્તિઓને લીધે ઉતરી આવેલ છે તે દર્શાવતાં પ્રોફેસર બરવેની સંગીતની કુશળતાનું સુચન કરી પ્રોફેસર બરવે તથા માસ્તર મનહર બરવેએ તેમના જલસાઓથી કરાંચીની પ્રજાને જે અપૂર્વ આનંદ પ્રાપ્ત કરાવ્યો હતો તે માટે આભાર દર્શાવ્યો હતો અને પ્રોફેસર બરવે અને માસ્તર મનહર બરવેનું બીજું ઉત્તેજન આપી કૃતજ્ઞતા દાખવવા કરાંચીવાસીઓને ભલામણ કરી હતી. માસ્તર મનહરે પોતાની મીઠી વાણીમાં કરાંચીએ પોતાના તરફ દર્શાવેલા અસાધારણ પ્રેમ અને માન માટે આભારના શબ્દો કહ્યા પછી પ્રોફેસર બરવેએ કરાંચીના નગરજનો માટે અંતઃકરણપૂર્વક આભાર માન્યો હતો. તેમજ તેમને સહાય આપનારાઓમાંના શેઠ હીરદારામ, શેઠ લોકામલ, મી. જમશેદ વિગેરેનો પણ ખાસ ઉપકાર માન્યો હતો. બાદ પ્રોફે૦ બરવે જેઓ દીલરૂબાને બજાવવામાં અદ્વિતીય કુશળતા ધરાવે છે. અને જેમની હરીફાઇ કરી શકે એવા દીલરૂબા બજાવનારાઓ કરાંચીમાં જવલેજ કોઈ વરસો થયાં આવેલ હશે, તેમણે દીલરૂબા ઉપર બેચાર સુંદર ચીજો સભાજનોને સંભળાવ્યા પછી હાર તોરા અપાયા બાદ સભા વીસર્જન થઈ હતી.

# ( ૧૧ ) ચિત્રમય જગત. ( પૂના. )

### જુન. ૧૯૨૨.

### સંગીતશાસ્ત્ર પ્રવીણ કુમાર મનહર બરવે.

માત્ર દશજ વર્ષની વયના આ સંગીતશાસ્ત્ર-પ્રવીણ કુમાર મનહર બરવેની ગાયન પટુતાએ પૂનાની રસીક પ્રજાનાં હૃદયને આકર્ષી લીધાં છે. માસ્ટર બર્વેની અદભુત શક્તિથી લોભાઇને અત્રેના શ્રીમહાવીર મિત્રમંડળે તેમને એક સુવર્ણપદક—સોનાનો ચાંદ—અર્પણ કરી લાયકની લાયક કદર કરી છે. અમે પણ આ ભારતીય સંગીત—સમ્રાટનું અભિનંદન કરી તેમનું અભિષ્ટ ઇચ્છીએ છીએ.

---

# ( ૧૨ ) રંગૂન સમાચાર.

### તા. ૧૬—૫—૨૩.

### સંગીત અને વાજીંત્ર વીદ્યાના બાળ—ઉસ્તાદ

### માસ્તર મનહર બરવે.

સંગીત અને વાજીંત્રની કળામાં નાની વયમાં અદભુત ઉસ્તાદી મેલવવા માટે આખા હીંદુસ્તાનમાં ભારે નામના મેલવનાર માસ્તર મનહરના સંગીતના જલસા ગયા શની અને રવીવારે રંગુનમાં—જ્યુબીલી હોલમાં થયા હતા. જે વખતે સંગીત અને વાજીંત્ર રસીક રંગુનવાસીઓનો મોટો દરોડો જ્યુબીલી હોલ પર પડયો હતો. દશ વરસની ઉમ્મરનો સુકુમાર બાલક સુર, રાગ, રાગણી, તાલ, લય વગેરેનું જ્ઞાન મેલવી સંખ્યાબંધ વાજીંત્રો ઉપર પુરી ફતેહમંદ રીતે વગાડી અને ગાઈ શકે એ વાતજ ઘણાઓને મન નવી નવાઈની જણાઇ હશે, અને કેટલાકોએ તેમાં કંઈ અતીશયોકતી પણ કલ્પી હશે, પરંતુ એકવાર જેઓએ માસ્તર મનહરનું સુમધુર સંગીત સાંભળ્યું હશે, એકવાર જેઓએ સીતાર, સારંગી, દીલરૂબા, હારમોનીઅમ અને બીજા સંખ્યાબંધ વાજીંત્ર ઉપર તેનો ઉસ્તાદીભરયો હાથ જોયો હશે, એકવાર જેઓએ તેના સુર, રાગ, રાગિણી તાલ, લય વગેરેના અદભુત જ્ઞાનનો અનુભવ કરવાની તક મળી હશે તેઓના મનમાં તેની અદભુત શક્તી વીશે

એક ક્ષણને માટે પણ ભાગ્યેજ શંકા ટકી શકશે માસ્તર મનહરના સંગીતનો ગયે શનીવારે થએલો જલસો પુરેપુરો ફતેહમંદ રીતે ઉતરયો હતો એમ કહેવામાં કશી હરકત નથી. માસ્તર મનહરે તે દીવસે ડઝનેક વાજીંત્રો ઉપર પોતાનું હસ્ત કઉશલ્ય બતાવ્યું હતું અને કેટલીક ઉસ્તાદી રાગ રાગિણીઓ તાલ લય અલાપ સહીત ગાઈ બતાવી મોટા વરગને આશ્ચર્યચકિત કરી મુકયો હતો. જે વિદયા પ્રાપ્ત કરવાને માણસોને વરસોના વરસો જોઇએ છે અને જે વિદયા સિદ્ધ કરતાં કરતાં કેટલાકને ધરડા ખખ થઈ જતા જોયા છે તે વિદયા દશ અગીઆર વરસના નાના બાલકે સિદ્ધ કરેલી જોઈ અમોને તે બાલક માટે માન ઉત્પન્ન થાય છે; તે તરફ વ્હાલ છુટે છે, તેના તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે. અને એ રત્ન હીંદુસ્તાનમાં અમારા દેશમાં પાકવા માટે અમોને આનંદ, અને અભીમાન થયા વગર રહેતું નથી. અમે તેને આ દીશામાં હજૂ વિશેષ પ્રગતી ઇચ્છીએ છીએ. મીસ નર્મદા કે જે માસ્તર મનહરનાં બેન છે તેમણે સંગીત અને વાજીંત્ર વીદ્યામાં કેવી પ્રવીણતા મેલવી છે તે જાણવાનો લાભ પણ આ જલસામાં આપવામાં આવ્યો હતો. બેન નર્મદા જ્યારે પોતાના સ્વરનો પરીચય કરાવે છે તથા પોતાના સુલલિત કંઠે હારમોનીઅમપર ગાય છે ત્યારે તેમના તરફ કેવલ પૂજ્યભાવ ઉત્પન્ન થયા વીના રહેતો નથી. માસ્તર મનહરની સઘળી ઉસ્તાદીનો ચીતાર આપવો અશકય છે. તેની ખરી ખુબી પોતે સાંભળ્યા વીના ભાગ્યેજ આવી શકે એમ છે આવતા શનીવારે અને રવીવારે પણ તેઓના જલસા થવાના છે. જે વખતે નવો પ્રોગરામ રાખવામાં આવ્યો છે. આશા રાખવામાં આવે છે કે રંગુનની પ્રજા તેનો લાભ લેવાની સુવર્ણ તક છોડશે નહી.

---

## (૧૩) બરમા વર્તમાન.

### મુલક મશહુર મનહર.

---

રંગુન, તા. ૨૦-૫-૨૩.

મનહર બરવેના નામથી રંગુનની પ્રજા તો હવે અજાણી નહિજ હોય. નાનકડી વયનો બાળક—જેને વયોવૃદ્ધ અને અનુભવી હદ મનુષ્ય

કંઈ ન ગણે–દશ વર્ષનું બાળક જેને સંસારના સુખ દુઃખ સોજમાં અથવા કળા કૌશલ્યનું લગારે ભાન ન હોઇ શકે, જેને રાગ રમવા ખેલવાનું, થોડે ઘણે અંશે ભણવાનું, અને ખાવાપીવાનુંજ કુદરતી નિયમાનુસાર આવડે, જેને સંગીત શું, વાજિંત્ર શું, આલાપ શું, એક તાન શું, વિગેરેનું જરાયે જ્ઞાન ન હોય, બલ્કે ન સંભવી શકે, એવા અજ્ઞાન બાળકની સર્વ જગતમાં દુર્લભ, અતિ કઠિન અને ગહન ગાયકતા. સંગીતશાસ્ત્ર વિષેની નિપુણતા વિશ્વવિખ્યાત ગાયકોનેયે તાજુબ બનાવે; મહાન ડહાપણનાં ભંડાર, વિદ્વતાની વસતિ જેવા પુખ્ત ઉમરનાં વ્યવહારજ્ઞ મનુષ્યોને આશ્ચર્યમાં ગરકાવી દે, નિર્દોષ અણસમજુ બાળકથીયે મ્હોટી મ્હોટી કળાઓમાં નૈપુણ્ય મેળવાય છે, એવું જગતના મહાવીરો સમક્ષ સાબીત કરી આપે, એ સર્વ કોઇ ગુપ્ત રહેલા દૈવી અંશના પ્રભાવનું ભાન આપે છે. કુદરતની કૃતિ અકલિત છે, એ વાત નિર્વિવાદ છે.

× × × × ×

જે કળામાં નિષ્ણાત બનવા મ્હોટી વયના પુરૂષો વર્ષો પર્યંત અથાગ શ્રમલે છતાંય અંતમાં તેમને સંપૂર્ણતાનું શિખર હાથ લાગતું નથી, તેવી **અખિલ વિશ્વની, અને અમર-ભૂમિની મન માનતી સંગીત વિદ્યામાં માત્ર દશ વર્ષની કુમળી વયનું એક બાળક પારંગત થાય, એ આ મર્ત્યભૂમિની સર્વ શ્રેષ્ઠ, સર્વ શ્રીમાન્ અને સર્વ શક્તિમાન એવી એકે વ્યક્તિની કૃતિ ન સંભવે. મનુષ્યમાં એ શક્તિ નથીજ. એવી અપ્રતિમ શક્તિ તો માત્ર સરજનહારેજ પોતાનાં હસ્ત કમળમાં બાંધી રાખી છે. માસ્ટર મનહરની મનમોહક સંગીત કળાથી ઉપજતા અનહદ આશ્ચર્યનું કારણ માત્ર ઈશ્વરેચ્છાજ છે, એટલેથી સંતોષ પામી આપણે આપણો સ્વાર્થ સાધવા મથીશું.**

× × × × ×

**મનહરની મૂર્તિ ત્હેમનાં મનમાં ઠસાવી ત્હેમને સંગીત દેવીની મન કલ્પિત મૂર્તિનાં ધ્યાનમાં એકતાર બનવવા, સંગીતનું દૈવી શાસ્ત્ર પ્રાપ્ત કરાવવા દરેક માતા પિતાએ હંમેશ ધ્યાનમાં રાખવું જરૂરનું છે. મી૦ [illegible] બહેની**

**અવલોકન શકિતને ખરેખર ધન્ય છે, કે મારતર મનહર અને ત્હેમનાં બ્હેનની રમત ગમતમાંથી ત્હેમને જણાયું કે મનહરને સંગીતનું શિક્ષણ આપવાથી ત્હેની ગુહ્ય શક્તિઓને પુરતી રીતે ખીલવવા માટે સંપુર્ણ અવકાશ મળશે.** આવી અવલોકન શક્તિ શું, પુત્રવન્તા માબાપોએ ન રાખવી જોઇએ ? મ્હારી તો એવી અંતરેચ્છા છે કે હિન્દુસ્થાનનું પ્રત્યેક બાળક ગાયન કળાનું શોખીન થાક અને એ પ્રકારે પોતાનું જીવન ચિર ઉલ્લાસમાં વ્યતિત કરે. ઇશ્વર એ યાચના ફળ સિદ્ધ કરે.

"સંગીત શોખીન"

---

# (૧૪) મલબાર સમાચાર.

કોચીન, તાઃ ૧૭-૧-૨૬.

## ભારત વર્ષનું ગાંધર્વ કુટુંબ.

---

ગાયકવાડ રાજ્યના પાટનગર શ્રી વડોદરા ગામની પાસેના એક ગામડામાં શ્રીયુત ગોપાલરાવ બરવે નામના મહારાષ્ટ્રીય બ્રાહ્મણનો નિવાસ હતો. શ્રીયુત ગણુપતરાવ એ મહાશયના સદ્‌પુત્ર થાય. એ વખતે વડોદરામાં સંગીત શાસ્ત્રના મહાપંડિત મૌલાબક્ષ રાજ્યદરબારના સંગીત શાસ્ત્રીના પદ પર બિરાજતા હતા. ગણુપતરાવજીએ એ મહાન ગુરૂની પાસે સંગીત શાસ્ત્રનો અભ્યાસ કર્યો. વિદ્યાભ્યાસ કરીને તેઓ રાજ્યની સંગીતશાળામાં અધ્યાપક તરીકે નોકર રહ્યા. પરંતુ નોકરીથી એમનો ઉન્નત આત્મા સંતુષ્ટ થયો નહિ. ગુરૂજીની સંગીતકલાના દરેક અંગને તો તેઓ ઘોળી પી ગયા હતા તો પણ તેમણે આ મહાન વિદ્યાની એક સાક્ષાત પ્રતિમા ઘડવાનું બીડું ઉઠાવ્યું.

સંગીતના વિષયના ભિન્ન ભિન્ન દેશમાંની ચાલ, રીતી, વાદ્ય, સાધન વિગેરેનું જ્ઞાન લેવાને એમણે સંગીતજ્ઞાનની પીપાસાથી દૂર દૂરના દેશોમાં પ્રવાસ કર્યો.

**સૌથી પહેલા એમણે દેશના જૂદા જૂદા પ્રાંતોમાં ભ્રમણ કર્યું.** પછી તેઓ બર્મા સિઆમ થતાં ચીનમાં ગયા અને ચીનમાંથી જાપાન ગયા. જાપાનમાં તેઓ બે વર્ષ રહ્યા.

જાપાન સંબંધીના અન્ય વિષયોના જ્ઞાનની લેખમાળા એમણે ગુજરાતનાં પત્રોમાં શરૂ કરી ગુજરાતના નવયુવકો અને વ્યાપારી સાહસિકોનું ધ્યાન એમણે જાપાન તરફ ખેંચ્યું.

સંગીતની ચાલુ પ્રણાલિમાં અને પઠન પાઠનની વિધીમાં ઘણું સંશોધન કરી સંગીત વિષય ઉપર શ્રીયુત્ ગણુપતરાવ ગોપાલરાવ બરવેએ અનેક પુસ્તકો લખ્યાં. આજે કુલે સંગીત વિષય ઉપર લખેલા એમનાં ૪૦ પુસ્તકો છે.

બાદમાં સારા દેશમાં શુદ્ધ સંગીતનો પ્રચાર કરવાને તેઓએ અમદાવાદમાં સ્થિર વાસ કર્યો.

શ્રીયુત્ ગણુપતરાવના ધર્મપત્નિ શ્રીમતી આનન્દીબાઇએ પણ સ્વામિના સંગીત પ્રિય આત્મા સાથે અનોખું અનુસંધાન કર્યું હતું. લગ્ન સમયની સપ્તપદીમાંની અદ્વૈત ભાવનાને એ દેવીએ પોતાનાં અલ્પ જીવનમાં રગેરગે પોષી હતી અને આજે એ દિવ્યાંશી ગાંધર્વ દમ્પતિ-યુગલની પ્રસાદી રૂપ શ્રીમતી નર્મદા બ્હેન અને બંધુ મનહરરાવને આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. જાણે ગાંધર્વ લોકનું કોઈ પદભ્રષ્ટ ગાંધર્વ કુટુંબ ભારતમાં ઉતરી આવ્યું હોયની એવી પ્રતિત થાય છે.

નબુતાઈ નાનપણથીજ સંગીત અને નાટ્ય પ્રયોગની ભારે શોખીન હતી. ગાગર અને ટબુડીના ઉપર તે નાની અંગુલિઓના રણકારાથી વાજીંત્ર વગાડતી. માતાપિતાએ જાણ્યું કે આ બાળાનો આત્મા સંગીત પ્રિય છે. દમ્પતિ તો સંગીત દેવતાંનુંજ પૂજારી હતું. તેમણે તરતજ બાળા આગળ સંગીતના સાહિત્યનો ઢગલો કરી દીધો. ત્યારબાદ મનહર કુંવરનો જન્મ અને એમણે તો પ્રથમનું રૂદન પણ સંગીતના તાલ સૂર આલાપના નિયમ મુજબજ કર્યું ! ! જાણે સાક્ષાત્ સંગીત દેવતાજ અવતર્યો હોયની !

**અઢી વર્ષની ઉમરેથીજ મનહર સંગીતમાં તદાકાર થવા લાગ્યો. ૭ વર્ષની ઉમરમાં તેમણે કેટલાંક વાજાંઓ વગાડવાનું શીખી લીધું. અને નવ વર્ષની ઉમ્મરે તે જાહેરમાં ગાંધર્વ તરીકે દેખાવ દેવા લાગ્યો.**

શ્રી નથુતાઇનું આયુ આજે સત્તર અઢાર વર્ષનું છે, અને તે વિવાહિતા છે. એમનાં પતિદેવ શ્રીયુત્ કાલે આ ગંધર્વ મંડલીમાં સાથેજ રહે છે.

બન્ધુ મનહરનું આયુ આજે ચૌદેક વર્ષનું છે. તેમનાં કંઠ અને હલક મધુર ચિત્તાકર્ષક છે. તે જે જે વાજીંત્રો પર રમી શકે છે તેનું એક સંક્ષિપ્ત ટીપ્પણુ અન્યત્ર આપ્યું છે.

શ્રીયુત ગણપતરાવની ઇચ્છા ભારતવર્ષમાં એક સંગીત મહાવિદ્યાલય સ્થાપવાની છે. જો કે હાલમાં તેઓના તરફથી મુંબઇમાં ગાયન વાદન શાળા ચાલે છે. પણ એમની મહત્તિ ઇચ્છા તો હજુ એમનીએમ પડી રહી છે.

છેલ્લા એએક વર્ષમાં શ્રી ગણપતરાવને શ્વાસરોગના વ્યાધિએ સતાવ્યા હતા અને તેથી અમેરિકાદિક પ્રદેશોમાં એમની ભ્રમણ કરવાની ઇચ્છાને અટકાયત થઇ છે એ જાણીને અમે ખેદ પામીએ છીએ.



## કલકત્તાની બોમ્બે કલબદ્વારા કલકત્તાની જાહેર પ્રજાએ માસ્ટર મનહર બરવેને સમર્પણ કરેલું

# સન્માનપત્ર.



શ્રી ગાંધર્વવિદ્યા કલાવતાર,

સંગીતસરસ્વતી, સંગીતસમ્રાટ:

સંગીત ભાસ્કર,

## માસ્ટર મનહર ગણપતરાવ બરવે.

શ્રી કલકત્તાની બોમ્બે કલબના અમો ગુજરાતી સભાસદો આપના અત્રેના આગમનનો લાભ લઇ, અતિ અલ્પ વયમાં ગાંધર્વવિદ્યામાં આપે મેળવેલી અલૌકિક પૂર્ણતાને માટે અમારૂં અભિવંદન આપવાની આ તક લઇએ છીએ.

અત્યંત પ્રાચીન સમયથી **સંગીત** એ બ્રહ્મવિદ્યાના એક ભાગ તરીકે મનાતું આવ્યું છે, અને પરમાત્માની પ્રાપ્તિ માટે સાધનરૂપ ગણાઇ તેની ગણના મુખ્ય ચાર વેદમાં થયેલી છે. એટલે આ વિદ્યાનું સ્થાન કેટલું દિવ્ય અને કેટલું ઉચ્ચ છે તે સુવિદિત છે. આવી દિવ્ય વિદ્યાની **"આવી અલ્પ વયમાં આવી પૂર્ણતાથી પ્રાપ્તિ થવી"** એ ઇશ્વર દયા વગર અસંભવિત જ ગણાય.

પરતંત્રતા પ્રાપ્ત થવાના પરિણામે ભારતમાતાની જે અવનતિ થઇ ગઈ, તેમાંથી આ દિવ્ય વિદ્યા પણ બચી શકી નથી. અને તેજ અવનતિના પરિણામે સાક્ષાત્ સરસ્વતીના અવતાર રૂપ આ વિદ્યાનું સ્થાન, દેવમંદીરો અને રાજ્યસભામાંથી ઉતરી, તેના વિકૃત સ્વરૂપમાં વારાંગનાઓના નિવાસ સ્થાનમાં હાલતો મોટે ભાગે આવી રહેલું જોવામાં આવે છે.

